માણુક-ગ્રંથાવળી-ગ્રંથ ૧ લો.

# શત પ્રશ્નોત્તરાવળી.

કીંમત ૧ આનો.

प्राणग्रंथावळी-ग्रंथ १ लो.

ओ३म्.

# शतप्रश्नोत्तरावळी.



कर्ता,

प्राणजीवन विठ्ठलदास वसईवाळा.



मुंबई.

श्री रामचंद्र प्रिन्टिन्ग प्रेसमां छाप्युं छे.

कीमत १ आनो.

# વિનંતિ

વિચારદર્પણ કેટલાંક અણધાર્યાં કારણોથી બાલ્યાવસ્થામાંજ બંધ કરવું પડ્યું છે. મુંબઈની દુષ્ટ મરકીને લીધે છાપખાના સંબંધી કેટલીક અડચણો આવવાથી, મુંબઈમાં ગ્રાહકોની મોટી સંખ્યા હોવા છતાં તેમનું ઠેકાણું ચિરસ્થાયી ન રહેવાથી, અને બહારગામના તેમજ મુંબઈના ગ્રાહકોમાંથી કેટલાક ચીનના સાહુકાર નીકળી આવવાથી વિચારદર્પણને બહુજ ખમવું પડવાથી તે બંધ થયું છે. વિચારદર્પણ બાલ્યાવસ્થામાં છતાં તે ઘણા પ્રૌઢ વિષયોથી સણગારવામાં આવતું હતું અને ઉપલાં મુખ્ય કારણોને લીધે જો તે બંધ ન કરવું પડયું હોત તો તે વધારે લોકપ્રિય થયા વગર રહેત નહિ. પરંતુ ઈશ્વરેચ્છા આગળ ઈલાજ નથી.

વિચારદર્પણ બંધ થયું છતાં અત્રે તે સંબંધી આટલું બધું વિવેચન કરવાનું કારણ એજ કે તે કેવળ બંધ પડયું છે એમ ન જ સમજવું. કારણ તેમાં પ્રસિધ્દ થવા માટે લખી રાખેલા ગ્રંથો તથા તેમાં અધૂરા રહેલા ગ્રંથો અનુક્રમે એક પછી એક પ્રસિધ્દ કરવામાં આવશે. અને તે ગ્રંથોનું નામ "**પ્રાણગ્રંથાવળી**" આપવામાં આવ્યું છે. વિચારદર્પણના પહેલા અંકમાં જે વિષયો સંબંધી લખવામાં આવ્યું છે તેવાજ વિષય સંબંધી ગ્રંથો "**પ્રાણગ્રંથાવળી**"માં પણ આવશે. માટે વાંચક વર્ગને અત્યંત નમ્રતા પૂર્વક વિનંતિ કરવામાં આવે છે કે તેમને જો તેવા વિષયોનો શોખ હોય તો અમને તેમણે પોતાનું નામ તથા ઠેકાણું લખી મોકલવું એટલે જે જે ગ્રંથ બહાર પડતો જશે તે સંબંધી તેમને અગાઉથી પત્ર

દ્વારે જાણ કરવામાં આવશે અને જો તેમને તે ગ્રંથ ખરીદ-વાની મરજી થાય તો તેની કીમત મોકલી દેવાથી તુરત પહોંચતો કરવામાં આવશે.

વિચારદર્પણના પ્રસિદ્ધ થએલા અંકોમાં ફક્ત એકજ પુસ્તક સંપૂર્ણ થયું હતું અને તે પુસ્તક સદરહુ ગ્રંથાવળીના પ્રથમ પુસ્તક દાખલ પ્રસિદ્ધ કર્યું છે. આ પુસ્તકમાં આર્ય ધર્મ વિષેની જુદી જુદી બાબતો સંબંધી સો પ્રશ્નો ઉત્તર સાથે આપ્યા છે. ધર્મ સંબંધી ઘણી બાબતોમાં લોકોના વિચાર ઘણા ભૂલ ભરેલા હોય છે તેવા ખોટા વિચાર દૂર કરવા માટે તેમની ખરી વ્યાખ્યાઓ આપવી એ આ પુસ્તકનો ઉદ્દેશ છે. આ પુસ્તક લખવામાં મહર્ષિ સ્વામી દયાનંદ સરસ્વતિ કૃત "આર્યોદ્દેશ રત્નમાળા" નામના હિંદી પુસ્તકનો મુખ્યત્વે કરીને આધાર લીધો છે. સ્વામીજીના પુસ્તકો કેવા પ્રમાણયુક્ત છે તે સંબંધી અત્રે વિશેષ લખવાની આવશ્યકતા નથી. મતલબકે આ વ્યાખ્યાઓ વેદ અને આર્યગ્રંથોના આધારયુક્ત છે ને તે સત્ય છે.

કાંદાવાડી—મુંબઈ.<br>તા૦ ૧૩ મે ૧૮૯૯.

કર્તા.

# શતપ્રશ્નોત્તરાવળી.



૧. **પ્રશ્ન**—ઇશ્વર કોણ છે અને તે કેવો છે? **ઉત્તર**—જેનાં ગુણ, કર્મ, સ્વભાવ અને સ્વરૂપ સત્યજ છે; જે કેવળ ચેતન માત્ર વસ્તુ છે; જે અદ્વિતીય, સર્વશકિતમાન્, નિરાકાર સર્વવ્યાપક, અનાદિ અને અનંત ઇત્યાદિ સત્ય ગુણયુકત છે; જેનો **સ્વભાવ** અવિનાશી, જ્ઞાની, આનંદી, શુદ્ધ, ન્યાયકારી અને દયાળુ છે; જે અજન્મા છે; અને જેનું કર્મ જગતની ઉત્પત્તિ, પાલન તથા વિનાશ કરવાં તથા સર્વ જીવોને પાપ—પુણ્યનાં ફળ બરાબર આપવા એ છે. એવાં ગુણ, કર્મ અને સ્વભાવવાળો જે કોઇ **એક** છે તેને ઇશ્વર કહેછે.

૨. **પ્રશ્ન**—ધર્મનું સ્વરૂપ શું છે? અને તે કેટલા છે? **ઉત્તર**—ઈશ્વરની આજ્ઞા બરાબર પાળવી તથા પક્ષપાત વગર ન્યાય તથા સર્વનું હિત કરવું એ જેનું સ્વરૂપ છે; જે પ્રત્યક્ષાદિ પ્રમાણોથી સુપરીક્ષિત છે; જે વેદોક્ત હોવાથી સર્વ મનુષ્યોએ એકજ માનવો યોગ્ય છે; તેને ધર્મ કહેછે.

૩. **પ્રશ્ન**—અધર્મ કોને કેહેવો? **ઉત્તર**—ઈશ્વરની આજ્ઞા છોડી પક્ષપાતથી અન્યાયી થઇ પરીક્ષા કર્યા વગર પોતાનુંજ હિત કરવું એ જેનું સ્વરૂપ છે; જે અવિદ્યા, હઠ, અભિમાન, ક્રૂરતાદિ દોષયુકત હોવાને લીધે વેદવિદ્યાથી વિરૂદ્ધ છે; અને જે સર્વ મનુષ્યોએ છોડી દેવાને યોગ્ય છે; તેને અધર્મ કહે છે.

૪. **પ્રશ્ન**—પુણ્ય એટલે શું ? **ઉત્તર**—વિદ્યાદિ શુભ ગુણોનું દાન અને સત્ય ભાષણાદિ સત્યાચાર કરવા એ જેનું સ્વરૂપ છે, તેને પુણ્ય કહેછે.

૫. **પ્રશ્ન**—પાપ એટલે શું ? **ઉત્તર**—જે કંઈ પુણ્યથી ઉલટું અને મિથ્યા ભાષણાદિ કરવું તે પાપ છે.

૬. **પ્રશ્ન**—સત્ય ભાષણ કોને કહે છે ? **ઉત્તર**—જે કંઇ આપણા આત્મામાં હોય અને અસંભવાદિ દોષ રહિત હોય તેવુંજ સદા બોલવું તેને સત્યભાષણ કહેછે. જે સત્ય ભાષણથી વિરૂદ્ધ છે તેને **મિથ્યા** ભાષણ કહેછે.

૭. **પ્રશ્ન**—વિશ્વાસ એટલે શું અને **અવિશ્વાસ** એટલે શું ? **ઉત્તર**—જેનું મૂળ, અર્થ અને ફળ નિશ્ચયે કરીને સત્યજ હોય તેનું નામ વિશ્વાસ છે. જે વિશ્વાસથી ઉલટું છે ને જેનો સત્ય અર્થ ન હોય તેને અવિશ્વાસ કહેછે.

૮. **પ્રશ્ન**—પરલોક કોને કહે છે અને **અપરલોક** કોને કહે છે ? **ઉત્તર**—જેમાં સત્ય વિદ્યાથી પરમેશ્વરની પ્રાપ્તિ થાય, અને એ પ્રાપ્તિથી આ જન્મ અથવા પુનર્જન્મ અને મોક્ષમાં પરમ સુખ મળે તેને પરલોક કહે છે. જે પરલોકથી ઉલટો છે ને જેમાં દુઃખ વિશેષ ભોગવવું પડે છે તેને અપરલોક કહેછે.

૯. **પ્રશ્ન**—જન્મ કોને કહેછે ? **ઉત્તર**—જેમાં કોઈ શરીરની સાથે સંયોગ પામી જીવ કર્મ કરવાને સમર્થ થાય છે તેને જન્મ કહે છે.

૧૦. **પ્રશ્ન**—મરણ એટલે શું ? **ઉત્તર**—જે શરીરનો સંયોગ પામી જીવ ક્રિયા કરે છે તે શરીર અને જીવનો કોઈ કાળે જે વિયોગ થઈ જાયછે તેને મરણ કહે છે.

૧૧. **પ્રશ્ન**—સ્વર્ગ એટલે શું અને નરક એટલે શું ?

ઉત્તર—જીવ જે વિશેષ સુખ અને સુખની સામગ્રી મેળવેછે તેજ સ્વર્ગ છે. અને જે વિશેષ દુઃખ અને દુઃખની સામગ્રી મેળવેછે તેને નરક કહેછે.

૧૨. પ્રશ્ન—વિદ્યા એટલે શું અને અવિદ્યા એટલે શું? ઉત્તર—જેથી ઈશ્વરથી લઇ હેઠ પૃથ્વી સુધીના પદાર્થોનું સત્યવિજ્ઞાન થાય છે અને તેમનો યથાયોગ્ય ઉપકાર લઇ શકાય છે તેને વિદ્યા કહે છે. વિદ્યાથી જે વિપરીત છે અને ભ્રમ, અંધકાર તથા અજ્ઞાન સ્વરૂપ છે તેને અવિદ્યા કહે છે.

૧૩. પ્રશ્ન—સત્પુરૂષ કોને કહેવો? ઉત્તર—જે સત્યપ્રિય, ધર્માત્મા, વિદ્વાન, સર્વેનું હિત કરનાર અને મહાશય છે તેને સત્પુરૂષ કહેવો.

૧૪. પ્રશ્ન—સત્સંગ એટલે શું, ને કુસંગ એટલે શું? ઉત્તર—જેથી અસત્ય છુટી જઇ સત્ય ઉપર પ્રીતિ ચોંટે છે તે સત્સંગ; ને જેથી પાપોમાં જીવ ફસાય છે તેને કુસંગ કહે છે.

૧૫. પ્રશ્ન—તીર્થ એટલે શું? ઉત્તર—તીર્થ એટલે જેથી દુઃખસાગરમાંથી તરી જવાય છે તે. વિદ્યાભ્યાસ, સુવિચાર, ઇશ્વરની ઉપાસના, ધર્મનું અનુષ્ઠાન, સત્યનો સંગ, બ્રહ્મચર્ય, જીતેંદ્રિયતા, વિગેરે જેટલાં ઉત્તમ કર્મો છે, તે સર્વે તીર્થો કહેવાય છે; કારણ કે તેથી માણસ દુઃખસાગરમાંથી તરી શકે છે.

૧૬. પ્રશ્ન—સ્તુતિ એટલે શું, ને સ્તુતિનું ફળ શું છે? ઉત્તર—ઇશ્વર અથવા બીજા કોઇ પદાર્થનાં ગુણ, જ્ઞાન, કથન, શ્રવણ ને સત્ય ભાષણ કરવાં તેનું નામ સ્તુતિ છે. અને ગુણ, જ્ઞાન, કથન, શ્રવણ વિગેરે કરવાથી ગુણવાળા પદાર્થમાં જે પ્રીતિ ઉત્પન્ન થાય છે તે આ સ્તુતિનું ફળ છે.

૧૭. પ્રશ્ન—નિન્દા એટલે શું? ઉત્તર—મિથ્યા જ્ઞાન

મિથ્યા ભાષણ, જૂઠ વિષે આગ્રહ, ઇત્યાદિ જે ક્રિયાઓ છે કે જેને લીધે બીજાના ગુણ છોડી દઇ તેને સ્થળે અવગુણની સ્થાપના કરવામાં આવે છે તેને નિન્દા કહે છે.

**૧૮. પ્રશ્ન**—પ્રાર્થના એટલે શું ? અને પ્રાર્થનાનું ફળ શું છે ? **ઉત્તર**—આપણો પૂર્ણ પુરૂષાર્થ થયા પછી ઉત્તમ કામની સિદ્ધિને વાસ્તે પરમેશ્વર અથવા કોઇ સમર્થવાન મનુષ્યની સહાય લેવી, તેને પ્રાર્થના કહેછે. અને અભિમાનનો નાશ, આત્મામાં આર્દ્રતા, અને ગુણ ગ્રહણ કરવામાં પુરૂષાર્થ તથા અત્યંત પ્રીતિ થવી એ પ્રાર્થનાનું ફળ છે.

**૧૯ પ્રશ્ન**—ઉપાસના એટલે શું, ને તેના કેટલા પ્રકાર છે ? **ઉત્તર**—જેને લીધે ઇશ્વરનાજ આનંદ સ્વરૂપમાં પોતાના આત્માને મગ્ન કરવાનું થાય છે તેને ઉપાસના કહે છે. ઉપાસના બે પ્રકારની છે; એક નિર્ગુણોપાસના ને બીજી સગુણોપાસના.

**૨૦. પ્રશ્ન**—નિર્ગુણોપાસના એટલે શું ? **ઉત્તર**—શબ્દ, સ્પર્શ, રૂપ, રસ, ગન્ધ, સંયોગ, વિયોગ, હલકો, ભારે, અવિદ્યા, જન્મ, મરણ તથા દુઃખ વિગેરે ગુણ વિનાનો ઇશ્વરને જાણી તેની જે ઉપાસના કરવી તેને નિર્ગુણોપાસના કહેછે.

**૨૧. પ્રશ્ન**—સગુણોપાસના એટલે શું ? **ઉત્તર**—સર્વજ્ઞ સર્વ શક્તિમાન્, શુદ્ધ, નિત્ય, આનંદ, સર્વવ્યાપક, એક, સનાતન, સર્વકર્તા, સર્વાધાર, સર્વસ્વામી, સર્વનિયંતા, સર્વાંતરયામી, મંગળમય, સર્વાનંદ, સર્વપિતા, આખા જગતને રચનાર, ન્યાયકારી, દયાળુ, ઈત્યાદી ગુણવાળો ઇશ્વરને જાણી ઈશ્વરની જે ઉપાસના કરવી તેનું નામ સગુણોપાસના છે.

**૨૨. પ્રશ્ન**—મુક્તિ એટલે શું ? **ઉત્તર**—બધાં બુરાં કામ તથા જન્મમરણાદિ દુઃખોમાંથી છુટી, સુખરૂપ પરમેશ્વરને મેળવી, સુખમાંજ રહેવું તેને મુક્તિ કહે છે.

૨૩. **પ્રશ્ન**—મુક્તિનાં સાધન કિયાં છે? **ઉત્તર**—પૂર્વે કહ્યા પ્રમાણે ઇશ્વરની સ્તુતિ, પ્રાર્થના તથા ઉપાસના કરવી, ધર્મનું આચરણ તથા પુણ્ય કરવું, સત્સંગ, વિશ્વાસ, તીર્થસેવન, સત્પુરૂષોનો સંગ, તથા પરોપકાર, વિગેરે સર્વ સારાં કામ કરવાં, તથા દુષ્ટ કર્મોથી દૂર રહેવું, એ સઘળાં મુક્તિનાં સાધન કહેવાય છે.

૨૪. **પ્રશ્ન**—કર્તા એટલે શું? **ઉત્તર**—જે સ્વતંત્રતાથી કર્મ કરવાવાળો છે, અર્થાત્ જેને સ્વાધીન સર્વ સાધન છે તે કર્ત્તા કહેવાય છે.

૨૫. **પ્રશ્ન**—કારણ કોને કહે છે, ને તે કેટલાં છે? **ઉત્તર**—જેને ગ્રહણ કરીને કર્તા કોઇ કાર્ય અથવા ચીજ બનાવી શકે છે-અર્થાત્ જેના વિના કોઇ ચીજ બની શકતી નથી તેને કારણ કહે છે. કારણ ત્રણ પ્રકારનાં છે. ઉપાદાનકારણ, નિમિત્તકારણ, ને સાધારણકારણ.

૨૬. **પ્રશ્ન**—ઉપાદાનકારણ એટલે શું? **ઉત્તર**—જેમાંથી કંઇ ઉત્પન્ન થાય છે, અથવા કોઇ ચીજ બને છે તેને તે ચીજનું ઉપાદાનકારણ કહે છે, જેમ કે, માટીમાંથી ઘડો બને છે; વાસ્તે માટી ઘડાનું ઉપાદાનકારણ છે. તેમજ પ્રકૃતિ જડ સૃષ્ટિનું ઉપાદાન કારણ છે.

૨૭. **પ્રશ્ન**—નિમિત્તકારણ એટલે શું? **ઉત્તર**—કોઇ પણ ચીજનો જે બનાવનાર હોય છે તે તે ચીજનું નિમિત્તકારણ છે. જેમ કે કુંભાર ઘડાનું નિમિત્તકારણ છે. તેમજ ઇશ્વર સૃષ્ટિનું નિમિત્ત કારણ છે.

૨૮. **પ્રશ્ન**—સાધારણકારણ એટલે શું? **ઉત્તર**—કાર્ય કરવામાં જેની સાધારણ રીતે મદદ થાય છે પણ જેમાંથી તે કાર્ય કંઇ બનતું નથી, તે તે કાર્યનું સાધારણ કારણ છે.

જેમ કે, દાંડો, ચાક વિગેરે તથા દિશા, આકાશ અને પ્રકાશ એ સર્વે ઘડાનાં સાધારણ કારણો છે.

૨૯. **પ્રશ્ન**—કાર્ય એટલે શું? **ઉત્તર**—કોઇ પદાર્થોના વિશેષ સંયોગતાથી જે સ્થૂલ થઇ કામમાં આવે છે, એટલે અર્થાત્ જે કરવા યોગ્ય છે તેને (ઉપલાં કારણોનું) કાર્ય કહે છે.

૩૦. **પ્રશ્ન**—**સૃષ્ટિ** એટલે શું? **ઉત્તર**—કર્તાની રચનાથી કારણ દ્રવ્ય, કેટલાક વિશેષ સંયોગથી અનેક પ્રકારે કાર્ય રૂપ થઇ, વર્તમાનમાં જે વ્યવહાર કરવા યોગ્ય થાય છે તેને સૃષ્ટિ કહે છે.

૩૧. **પ્રશ્ન**—**જાતિ** કોને કહે છે ને તે કેઇ છે? **ઉત્તર**—જે જન્મથી મરણ સુધી બની રહે છે, જે અનેક વ્યક્તિઓમાં એક રૂપથી પ્રાપ્ત થએલા જે ઇશ્વરકૃત્ અર્થાત્ મનુષ્ય, ગાય, અશ્વ, અને વૃક્ષાદિ જે સમૂહ છે તે જાતિ શબ્દના અર્થમાં લેખાય છે.

૩૨. **પ્રશ્ન**—**મનુષ્ય** કોને કહેવો? **ઉત્તર**—જેને ઇશ્વરે વિચાર કરવાની શક્તિ આપી છે, અને જે વિચાર કર્યા વગર કંઇ પણ કામ કરતો નથી તેનું નામ મનુષ્ય છે.

૩૩. **પ્રશ્ન**—**આર્ય** કોને કહેછે? **ઉત્તર**—જે શ્રેષ્ઠ સ્વભાવ, ધર્માત્મા, પરોપકારી સત્યવિદ્યા, વિગેરે ગુણયુકત છે અને જે આર્યાવર્ત દેશમાં રહેનારા છે તેમને આર્ય કહે છે.

૩૪. **પ્રશ્ન**—**આર્યાવર્ત** દેશ ક્યાં છે? **ઉત્તર**—હિમાલય, વિંધ્યાચળ, સિંધુનદી અને બ્રહ્મપુત્રાનદી એ ચારની વચે, અને એ ચારેના વિસ્તાર જ્યાં સુધી છે તેમની વચે જે દેશ છે તેનું નામ આર્યાવર્ત છે,

૩૫. **પ્રશ્ન**—**દસ્યુ** એટલે કોણ? **ઉત્તર**—અનાર્ય, અર્થાત આર્યોના સ્વભાવ તથા નિવાસથી જુદા, હિંસક, ચોર, અને

દુષ્ટ માણસોનું નામ દસ્યુ છે.

૩૬. **પ્રશ્ન**—વર્ણ એટલે શું ને તે કેટલા છે? **ઉત્તર**—જે ગુણ, કર્મ, અને સ્વભાવથીજ ગ્રહણ કરી શકાય છે તેનું નામ વર્ણ છે. વર્ણ ચાર છે. બ્રાહ્મણ, ક્ષત્રીય,.વૈશ્ય અને શુદ્ર.

૩૭ **પ્રશ્ન**—આશ્રમ એટલે શું? **ઉત્તર**—માણસની જે ઉમરની અંદર અત્યંત પરિશ્રમથી ઉત્તમ ગુણોનું ગ્રહણ અને શ્રેષ્ઠ કામ કરવામાં આવે છે તેને આશ્રમ કહે છે.

૩૮. **પ્રશ્ન**—આશ્રમ કેટલા છે ને તે દરેકમાં શું કરવું જોઇએ? **ઉત્તર**—આશ્રમ ચાર છે; બ્રહ્મચર્ય, ગૃહસ્થ, વાનપ્રસ્થ અને સન્યાસ. બ્રહ્મચર્યમાં સદ્વિદ્યાદિ શુભ ગુણો ગ્રહણ કરવા તથા જીતેંદ્રિયતાથી આત્મા અને શરીરનું બળ વધારવું. ગૃહસ્થાશ્રમમાં સંસાર તથા વિદ્યાદિ સર્વ વ્યવહારોની સિદ્ધિ કરવી. વાનપ્રસ્થમાં સર્વે પ્રકારના ઉત્તમ વિષયો વિષે વિચાર કરવો. સંન્યાસમાં સર્વે ઉપર ઉપકાર કરવો. અત્રે બહુજ સંક્ષેપમાં ચાર આશ્રમના કર્મ કહ્યા છે.

૩૯. **પ્રશ્ન**—યજ્ઞ એટલે શું? **ઉત્તર**—જે અગ્નિષ્ટોમાદિથી તે ઠેઠ અશ્વમેધસુધીના હવનો છે તે, અથવા શિલ્પ વ્યવહાર તથા પદાર્થ વિજ્ઞાનાદિ, જે જગતના ઉપકારને માટે કરવામાં આવે છે, તેને યજ્ઞ કહે છે.

૪૦ **પ્રશ્ન**—કર્મ એટલે શું? **ઉત્તર**—મન, ઇંદ્રિય, તથા શરીરમાં જીવ જે વિશેષ ચેષ્ટા કરે છે, તેને કર્મ કહેછે. કર્મમાં, શુભ કર્મ, અશુભ કર્મ અને મિશ્ર કર્મ એવા ત્રણ ભેદ છે.

૪૧. **પ્રશ્ન**—ક્રિયમાણ એટલે શું? **ઉત્તર**—જે વર્તમાન સમયમાં કરવામાં આવે છે તેને ક્રિયમાણ કર્મ કહે છે.

૪૨. **પ્રશ્ન**—સંચિત એટલે શું? **ઉત્તર**—ક્રિયમાણ

કર્મનો જે સંસ્કાર જ્ઞાનમાં એકઠો થાય છે તેને સંચિત સંસ્કાર કહે છે.

૪૩. **પ્રશ્ન—પ્રારબ્ધ એટલે શું? ઉત્તર**—જે પૂર્વે કરેલાં કર્મોનું સુખ દુઃખ રૂપી ફળ ભોગવવામાં આવેછે તેને પ્રારબ્ધ કહે છે.

૪૪. **પ્રશ્ન—અનાદિ** પદાર્થ કિયા છે? **ઉત્તર**—ઈશ્વર, જીવ અને સર્વે જગતનું ઉપાદાન કારણ જે પ્રકૃતિ એ ત્રણ પદાર્થ અનાદિ છે.

૪૫. **પ્રશ્ન—અનાદિનું** લક્ષણ શું છે? **ઉત્તર**—જે કોઈ પણ કાળે ઉત્પન્ન થયું નથી, એટલે જે સદાએ સ્વયંસિદ્ધ છે તેને અનાદિ કહે છે.

૪૬. **પ્રશ્ન—પ્રવાહથી** અનાદિ પદાર્થ કિયા છે? **ઉત્તર**—જે આ દેખાય છે તે કાર્ય-જગત, જીવના કર્મ, અને જીવનો દેહ સાથે સંયોગ તથા વિયોગ એ ત્રણ પદાર્થ પ્રવાહથી અર્થાત્ પરંપરાથી અનાદિ છે.

૪૭. **પ્રશ્ન—પુરૂષાર્થ** શેને કહેછે? **ઉત્તર**—સર્વથા આળસ ત્યજી ઉત્તમ વ્યહવારની સિદ્ધિને માટે મન, શરીર, વાણી અને ધનથી જે અત્યંત ઉદ્યોગ કરવો તેને પુરૂષાર્થ કહે છે.

૪૮. **પ્રશ્ન**—પુરૂષાર્થના ભેદ કેટલા છે ને તે કિયા? **ઉત્તર**—પુરૂષાર્થના ભેદ ચાર છે. એક તો, અપ્રાપ્ત વસ્તુની ઈચ્છા કરવી; બીજો, પ્રાપ્ત વસ્તુનું સારી રીતે રક્ષણ કરવું; ત્રીજો, રક્ષેલી વસ્તુની વૃદ્ધિ કરવી; અને ચોથો, વધારેલી વસ્તુનો સત્ય વિદ્યાની ઉન્નતિ તથા સૌનું હિત કરવામાં ખર્ચ કરવો.

૪૯. **પ્રશ્ન**—પરોપકાર એટલે શું? **ઉત્તર**—આપણા સર્વ સામર્થ્યથી, બીજા પ્રાણીને સુખ થવા માટે, તન, મન, તથા ધનથી જે પ્રયત્ન કરવા તે પરોપકાર.

૫૦. **પ્રશ્ન**—શિષ્ટાચાર શેને કહે છે? **ઉત્તર**—જેમાં

શુભ ગુણોનું ગ્રહણ અને અશુભ ગુણોનો ત્યાગ કરવામાં આવેછે તેને શિષ્ટાચાર કહે છે.

**૫૧. પ્રશ્ન**—સદાચાર શેને કહેછે? **ઉત્તર**—સૃષ્ટિના આરંભથી તે આજ સુધી સત્પુરૂષોનો જે વેદોક્ત આચાર ચાલ્યો આવ્યો છે કે જેમાં સત્યનુંજ આચરણ ને અસત્યનો પરિત્યાગ થયો છે, તેને સદાચાર કહે છે.

**૫૨. પ્રશ્ન**—વિદ્યાપુસ્તક કોને કહે છે? **ઉત્તર**—ઈશ્વરોક્ત, સનાતન, અને સત્ય વિદ્યામય જે ચાર વેદ છે તેને વિદ્યા-પુસ્તક કહે છે.

**૫૩. પ્રશ્ન**—આચાર્ય કોને કેહેવો? **ઉત્તર**—શ્રેષ્ઠ આચાર ગ્રહણ કરી જે સર્વ વિદ્યાઓ શિખવે તેને આચાર્ય કહેવો.

**૫૪. પ્રશ્ન**—ગુરૂ એટલે કોણ? **ઉત્તર**—વીર્યદાનથી લઈને ભોજનાદિ આપી જે પાલન કરે છે તેથી પિતાને ગુરૂ કહે છે. અને જે સત્ય ઉપદેશથી આપણા હૃદયનું અજ્ઞાન રૂપી અંધઃકાર મટાડે છે, તેને પણ ગુરૂ અર્થાત્ આચાર્ય કહે છે.

**૫૫. પ્રશ્ન**—અતિથિ કોને કહે છે? **ઉત્તર**—જેના આવવા કે જવાની કોઈ ચોકસ તિથિ ન હોય અને જે વિદ્વાન્ હોઇને સર્વત્ર ભ્રમણ કરી પ્રશ્નોત્તરોના ઉપદેશથી સર્વ જીવોનો ઉપકાર કરે છે, તેને અતિથિ કહે છે.

**૫૬. પ્રશ્ન**—પંચાયતન પૂજા એટલે શું? **ઉત્તર**—જીવતાં માતા, પિતા, આચાર્ય તથા અતિથિ, અને પરમેશ્વરને, યથાયોગ્ય સત્કાર કરીને, જે પ્રસન્ન કરવું, તેનું નામ પંચાયતન પૂજા છે.

**૫૭. પ્રશ્ન**—પૂજા કોને કહે છે? **ઉત્તર**—જ્ઞાનાદિ ગુણવાળાનો યથાયોગ્ય સત્કાર કરવો તેનું નામ પૂજા છે.

**૫૮. પ્રશ્ન**—અપૂજા એટલે શું? **ઉત્તર**—જ્ઞાનાદિ રહિત જે જડ પદાર્થો છે અને જે સત્કારને લાયક નથી, તેમનો

સત્કાર કરવો, એ અપૂજા છે.

૫૯. પ્રશ્ન—જડ વસ્તુ એટલે કઈ? ઉત્તર—જે વસ્તુ જ્ઞાનાદિ ગુણુવિનાની છે તેને જડ કહે છે.

૬૦. પ્રશ્ન—ચેતન એટલે શું? ઉત્તર—જે પદાર્થ જ્ઞાનાદિ ગુણુવાળા છે તેને ચેતન કહે છે.

૬૧. પ્રશ્ન—ભાવના એટલે શું? ઉત્તર—જે જેવી ચીજ છે તેમાં વિચારથી એવોજ નિશ્ચય કરવો, તથા જેનો વિષય ભ્રમ વગરનો હોય; અર્થાત્ જે ચીજ જેવી છે તેવીજ માની લેવી તેને ભાવના કહે છે.

૬૨. પ્રશ્ન—અભાવના એટલે શું? ઉત્તર—ભાવનાથી ઉલટી એટલે મિથ્યા જ્ઞાનથી અન્ય ચીજમાં અન્ય ચીજનું માનવું કે સમજવું તેનું નામ અભાવના છે; જેમ કે જડમાં ચેતનનો ને ચેતનમાં જડનો નિશ્ચય કરવો.

૬૩. પ્રશ્ન—પંડીત કોને કહેવો અને મૂર્ખ કોને કેહેવો? ઉત્તર—સત્ અસતને વિવેકથી જાણનાર, ધર્માત્મા, સત્યવાદી, સત્યપ્રિય, વિદ્વાન અને સર્વેનું હિત કરનાર, જે હોય તેને પંડીત કહેવો; અને જે અજ્ઞાન, હઠ, દુરાગ્રહ વિગેરે દોષવાળો હોય તેને મૂર્ખ કહેવો.

૬૪. પ્રશ્ન—જ્યેષ્ઠ કનિષ્ટ વ્યવહાર એટલે શું? ઉત્તર—મોટા તથા નાનાંને પરસ્પર જે યથાયોગ્ય રીતે માન્ય કરવું તેનું નામ જ્યેષ્ઠ કનિષ્ટ વ્યવહાર છે.

૬૫. પ્રશ્ન—સર્વહિત શેને કહીએ? ઉત્તર—તન, મન તથા ધનથી સૌનું સુખ વધારવામાં જે ઉદ્યોગ કરવો તેને સર્વહિત કહે છે.

૬૬. પ્રશ્ન—ચોરી ત્યાગ એટલે શું? ઉત્તર—સ્વામીની આજ્ઞા વગર કોઈનો પદાર્થ લેવો તેનું નામ ચોરી; અને તેને છોડી

દેવું તેનું નામ ચોરીત્યાગ છે.

૬૭. **પ્રશ્ન**—વ્યભિચારત્યાગ એટલે શું? **ઉત્તર**—પોતાની સ્ત્રી વગર બીજી સ્ત્રી સાથે ગમન કરવું, પોતાની સ્ત્રીને ઋતુકાળ વગર વીર્યદાન આપવું, પોતાની સ્ત્રી સાથે વીર્યનો અત્યંત નાશ કરવો, અને જુવાન અવસ્થા વિના વિવાહ કરવો. એ સર્વે વ્યભિચાર કહેવાય છે; તેને છોડી દેવા તેનું નામ વ્યભિચાર ત્યાગ છે.

૬૮. **પ્રશ્ન**—જીવ કોને કહે છે? **ઉત્તર**—ચેતન, અલ્પજ્ઞ, ઈચ્છા, દ્વેશ, પ્રયત્ન, સુખ, દુઃખ, અને જ્ઞાનવાળો જે છે તથા જે નિત્ય છે તેને જીવ, આત્મા અથવા જીવાત્મા કહે છે.

૬૯. **પ્રશ્ન**—સ્વભાવ કોને કહે છે? **ઉત્તર**—કોઈ પણ વસ્તુનો જે સ્વાભાવીક ગુણ તે તેનો સ્વભાવ છે; જેમ અગ્નિમાં રૂપ તથા દાહ છે, અર્થાત્ જ્યાં સુધી અગ્નિ રહે ત્યાં સુધી તે ગુણ પણ છુટતો નથી, તેથી, તે તેનો સ્વભાવ કહેવાય છે.

૭૦ **પ્રશ્ન**—પ્રલય એટલે શું? **ઉત્તર**—કાર્ય જગતનું કારણ રૂપ થવું તેનું નામ પ્રલય છે; એટલે, જગતકર્તા ઈશ્વર જે જે કારણોથી સૃષ્ટિ બનાવે છે. ને અનેક કાર્યો રચીને યથાવત્ પાલના કરે છે, ને તે કાર્યસૃષ્ટિને જ્યારે ઇશ્વર કારણરૂપ કરે છે ત્યારે તેને પ્રલય કહે છે.

૭૧. **પ્રશ્ન**—માયાવી કોને કહે છે? **ઉત્તર**—છલ, કપટ તથા સ્વાર્થમાં જે પ્રસન્નતા, દંભ, અહંકાર, શઠતા વિગેરે દોષ છે તે સર્વેને માયા કહે છે; અને જે માણસ માયાથી યુક્ત છે તેને માયાવી કહે છે.

૭૨. **પ્રશ્ન**—આપ્ત કોને કહે છે? **ઉત્તર**—જે, છલાદિ દોષ રહિત, ધર્માત્મા, વિદ્વાન, સત્યોપદેષ્ટા છે, અને જે, સર્વેની સાથે કૃપાદૃષ્ટિથી વર્તી અવિદ્યાંધકારનો નાશ કરી અજ્ઞાની લોકોના

આત્મામાં વિદ્યારૂપ સૂર્યનો પ્રકાશ હમેશ કરે છે, તેને આપ્ત કહે છે.

**૭૩. પ્રશ્ન**—પરીક્ષા એટલે શું? **ઉત્તર**—પ્રત્યક્ષાદિ આઠ પ્રમાણ, વેદવિદ્યા, આત્માની શુદ્ધિ ને સૃષ્ટિક્રમને અનુકુલ વિચારથી સત્યાસત્યનો બરાબર નિર્ણય કરવો તેનું નામ પરીક્ષા છે.

**૭૪. પ્રશ્ન**—આઠ પ્રમાણ કિયાં છે? **ઉત્તર**—૧ પ્રત્યક્ષ, ૨ અનુમાન, ૩ ઉપમાન, ૪ શબ્દ ૫ ઐતિહ્ય, ૬ અર્થાપત્તિ, ૭ સંભવ ને ૮ અભાવ એ આઠ પ્રમાણ છે. એથી માણસ સર્વ સત્યાસત્યનો નિશ્ચય કરી શકે છે.

**૭૫ પ્રશ્ન**—લક્ષણ કોને કહેછે? **ઉત્તર**—જેનો જે સ્વાભાવિક ગુણ છે તે જેનાથી જાણવામાં આવે તેને લક્ષણ કહેછે—જેમ રૂપથી અગ્નિ જાણવામાં આવે છે.

**૭૬. પ્રશ્ન**—પ્રમેય એટલે શું? **ઉત્તર**—જે પ્રમાણથી જાણવામાં આવે છે તે. જેમ કે આંખનો પ્રમેયરૂપ અર્થ છે, જે ઇંદ્રિયોથી પ્રતીત થાય છે, તેને પ્રમેય કહે છે.

**૭૭. પ્રશ્ન**—પ્રત્યક્ષ એટલે શું? **ઉત્તર**—પ્રસિદ્ધ શબ્દાદિ પદાર્થો સાથે શ્રોત્રાદિ ઇંદ્રિયો તથા મનના નિકટ સંબંધથી જે જ્ઞાન થાય છે તેને પ્રત્યક્ષ કહે છે.

**૭૮. પ્રશ્ન**—અનુમાન કોને કહે છે? **ઉત્તર**—પૂર્વે જોયેલા પદાર્થોનું એક અંગ પ્રત્યક્ષ જોઈ પછી તેના અદૃષ્ટ અંગનું જેનાથી યથાવત્ જ્ઞાન થાય છે. તેને અનુમાન કહે છે.

**૭૯. પ્રશ્ન**—ઉપમાન એટલે શું? **ઉત્તર**—જેમ કોઈ બીજાને કહે કે ગાય જેવી નીલગાય હોય છે એટલે સાદૃશ ઉપમાથી જે જ્ઞાન થાય છે તેને ઉપમાન કહે છે.

**૮૦ પ્રશ્ન**—શબ્દપ્રમાણ કોને કહે છે? **ઉત્તર**—પૂર્ણ આપ્ત પરમેશ્વર ને પૂર્વે કહેલા આપ્ત પુરૂષનો જે ઉપદેશ છે તેને શબ્દ પ્રમાણ કહે છે.

૮૧. **પ્રશ્ન**—ઐતિહ્ય એટલે શું? **ઉત્તર**—જે શબ્દ પ્રમાણને અનુકૂળ હોય ને જે અસંભવિત તથા જુઠો લેખ ન હોય તેને ઐતિહ્ય એટલે ઈતિહાસ કહે છે.

૮૨ **પ્રશ્ન**—અર્થાપત્તિ કોને કહે છે? **ઉત્તર**—એક વાત કહ્યાથી બીજીવાત જાણવામાં આવે તેને અર્થાપતિ કહે છે.

૮૩ **પ્રશ્ન**—સંભવ કોને કહે છે? **ઉત્તર**—જે વાત પ્રમાણ, યુક્તિ, અને સૃષ્ટિક્રમથી વિરૂદ્ધ ન હોય તેને સંભવ કહે છે.

૮૪ **પ્રશ્ન**—અભાવ પ્રમાણ કોને કહે છે? **ઉત્તર**—કોઇ બીજાને કહે કે પાણી લાવો, ને તે બીજાયે જોયું કે અહીં પાણી નથી, પરંતુ જ્યાં પાણી હોય ત્યાંથી લાવવું જોઇએ, એ પ્રમાણે પાણીના અભાવને લીધે તેને જે જ્ઞાન થયું તેને અભાવ પ્રમાણ કહે છે.

૮૫ **પ્રશ્ન**—શાસ્ત્ર કોને કહે છે? **ઉત્તર**—જે સત્યવિદ્યાઓના પ્રતિપાદનથી યુક્ત હોય, ને જેથી મનુષ્યોને સત્યાસત્ય શિક્ષા મળે તેને શાસ્ત્ર કહે છે.

૮૬ **પ્રશ્ન**—વેદ કોને કહે છે? **ઉત્તર**—ઇશ્વરોક્ત સત્ય વિદ્યાએ-યુક્ત ઋક્ સંહિતાદિ જે ચાર પુસ્તકો છે, કે જેથી મનુષ્યોને સત્ય સત્ય જ્ઞાન થાય છે તેને વેદ કહે છે.

૮૭ **પ્રશ્ન**—પુરાણ કોને કહે છે? **ઉત્તર**—પ્રાચીન જે ઐતારેય, શતપથ બ્રાહ્મણાદિ ઋષિ—મુનિ કૃત સત્યાર્થ પુસ્તકો છે તેમને પુરાણ, ઇતિહાસ, કલ્પ, ગાથા, તથા નારાશંસી એટલાં નામ આપેલાં છે.

૮૮ **પ્રશ્ન**—ઉપવેદ ગ્રંથો કિયા છે? **ઉત્તર**—આયુર્વેદ તે વૈદ્યક શાસ્ત્ર, ધનુર્વેદ તે શસ્ત્રાસ્ત્ર વિદ્યા તથા રાજધર્મ, ગાંધર્વવેદ તે ગાનશાસ્ત્ર, અને અર્થવેદ તે શિલ્પશાસ્ત્ર, એ ચાર ગ્રંથોને ઉપવેદ કહે છે.

૮૯ **પ્રશ્ન**—કિયા ગ્રંથોને વેદાંગ કહે છે? **ઉત્તર**—શિક્ષા,

કલ્પ, વ્યાકરણ, નિરૂક્ત, છંદ અને જ્યોતિષ એ જે આર્ષ ને સનાતન શાસ્ત્રો છે, તેમને વેદાંગ કહે છે.

૯૦ પ્રશ્ન—ઉપાંગ ગ્રંથો કીયા? ઉત્તર—ઋષિ અને મુનિઓએ કરેલા જે મિમાંસા, વૈશેષિક, ન્યાય, યોગ, સાંખ્ય, અને વેદાંત એ છ શાસ્ત્રને ઉપાંગ કહે છે.

૯૧ પ્રશ્ન—ओ३म् એટલે શું? ઉત્તર—એ પરમેશ્વરનું સર્વોત્તમ મુખ્ય નામ છે. એમાં अ, उ, ને म् એ ત્રણ અક્ષરો આવે છે. એથી પરમેશ્વરના ઘણાં નામોનો બોધ થાય છે. જેમ કે अकारથી—અગ્નિ, આદિત્ય, વિદ્યુત વિગેરે તેજસ્વી પદાર્થોનો જે ઉત્પન્ન કરનારો છે; उकारથી ઉત્પત્તિ, સ્થિતિ, પ્રલય જેને સ્વાધીન છે; म्कारથી મહાન એટલે જેનાથી કોઈ મોટું નથી, અર્થાત્ જે અનાદિ, અનન્ત, અચ્છેદ્ય, અભેદ્ય, અજન્મા, અમૃત્યુ, અતીંદ્રિય છે, જે હાથથી પકડાતો નથી, આંખથી જોવાતો નથી, પરંતુ શુદ્ધ બુદ્ધિ અથવા વિજ્ઞાનથીજ જાણી શકાય છે તે.

૯૨ પ્રશ્ન—દેવતા કોને કહે છે? ઉત્તર—દેવતા બે પ્રકારના છે; જડ તથા ચેતન. (दिव्यगुणवत्यो देवता:) ઉત્તમ ગુણયુક્ત જે હોય તે દેવતા. જેમ, અગ્નિદેવતા, વાતોદેવતા, સૂર્યોદેવતા, ચંદ્રમાદેવતા વિગેરે ૩૩ દિવ્ય પદાર્થો તે જડ દેવતા છે. એમને પૌરાણિકોએ અતિશયોક્તિથી ૩૩ કોટી દેવતા ઠોકી બેસાડયા છે. બીજા પ્રકારના ચેતન દેવતા કહેવાય છે. (विद्वांसो हि देवता:) વેદ, વેદાંત વિગેરે જાણનાર; ધર્મના ઉપદેશક; મહર્ષિ; માતા; પીતા; આચાર્ય વિગેરે ચેતન દેવતા છે.

૯૩ પ્રશ્ન—બ્રહ્મા કોને કહે છે? ઉત્તર—બ્રહ્મ અથવા બ્રહ્મા એ, સર્વશક્તિમાન ને સર્વોત્પાદક જગદીશ્વરનું ગુણવાચક નામ છે.

એનો અર્થ એવો છે કે, "સૌથી મોટો—જેના સમાન બીજું કોઈ નથી."

૯૪ **પ્રશ્ન**—વિષ્ણુ કોને કહે છે? **ઉત્તર**—એ પણ પરમેશ્વરનું ગુણવાચક નામ છે. એનો અર્થ (वेवेष्टि व्याप्नोति जगत्सर्वं) सविष्णुः) "સર્વ ચરાચર જગતનો વ્યાપક" એવો થાય છે.

૯૫ **પ્રશ્ન**—મહાદેવ, શંકર અને શિવ કોને કહે છે? **ઉત્તર**—એ નામો પણ પરમેશ્વરના ગુણવાચક છે. મહાદેવ એટલે મહાન–મોટો દેવ; અર્થાત્ ઉપર જે દિવ્યગુણવાળા જડ અને ચેતન પદાર્થો કહ્યા તે સૌ કરતાંયે શ્રેષ્ઠ દિવ્ય ગુણવાળો તે મહાદેવ પરમેશ્વર. શંકર એટલે કલ્યાણકર્તા, પરમેશ્વર. શિવ એટલે પણ કલ્યાણ કર્તા અથવા કલ્યાણ સ્વરૂપ. (शं श्रेयं शिवं भद्रं कल्याणं मंगलं शुभं)

૯૬ **પ્રશ્ન**—અગ્નિ એટલે કોણ? **ઉત્તર**—અગ્નિ એટલે જડ પદાર્થ જે અગ્નિ તે. તેમ અગ્નિ એ શબ્દ ઈશ્વરનો ગુણવાચક પણ છે. તેનો અર્થ એવો થાય છે કે જે, જ્ઞાનસ્વરૂપ; સર્વજ્ઞ; અને જાણવા, પ્રાપ્ત કરવા તથા પૂજા કરવા યોગ્ય છે; તે અગ્નિ પરમેશ્વર.

૯૭ **પ્રશ્ન**—ઇંદ્ર એટલે કોણ? **ઉત્તર**—એ પણ પરમેશ્વરનો ગુણવાચક શબ્દ છે. (ऐश्वर्येण युक्त ऐन्द्रः, ऐन्द्र एव इन्द्रः) જે સંપૂર્ણ પ્રકારના ઐશ્વર્યથી આનંદિત છે; જેને ભૂખ, તૃષા, હર્ષ, શોક, સરદી, ગરમી વિગેરે દ્વંદ્વો દુઃખ દઈ શકતા નથી; જે સચ્ચીદાનંદ સ્વરૂપ તેનું નામ ઈંદ્ર પરમેશ્વર. તેમજ ઇંદ્રિયોનો સ્વામી ઇંદ્રયોથી કામ લેનારો જે જીવાત્મા તેને પણ ઇંદ્ર એવું નામ આપે છે. તેમજ કોઈ ચક્રવર્તી સમ્રાટ, મહા-

રાજાધીરાજનું નામ પણ ઇંદ્ર થઈ શકે.

**૯૮ પ્રશ્ન**—વરૂણ એટલે કોણ? **ઉત્તર**—(**वरुणो नाम वरः श्रेष्ठः यः शिष्टैर्मुमुक्षुभिर्धर्मात्माभिर्व्रियते वा वर्यते स वरुणः**) પરમેશ્વર, સર્વોત્તમ, હોવાથી વરવા એટલે ગ્રહણ કરવા યોગ્ય હોવાથી વરૂણ કહેવાય છે. તેમજ, જે આત્મયોગી, શિષ્ટ મુમુક્ષુ, ધર્માત્માઓ છે તેમનાથીજ જે વરી એટલે ગ્રહણ કરી શકાય છે તેથી તે પરમેશ્વરને વરૂણ એવી સંજ્ઞા આપી છે.

**૯૯ પ્રશ્ન**—રૂદ્ર પણ ઇશ્વર વાચક છે? **ઉત્તર**—હા, ઈશ્વરનું નામ રૂદ્ર એ કારણથી પડયું છે. કે જે વૈદિકી આજ્ઞા ભંગ કરનારા, દસ્યુ, દાનવ, દૈત્ય, દુષ્ટ, ઘાતકી, દ્વેષી, કપટી આદિ કુકર્મીઓને, દુર્દશા કરી અથવા નીચ યોની આપી, રડાવે છે. જેમ કોઈ માજીસ્ટ્રેટ ખુની આદિને શિક્ષા આપતી વેળાએ તેના રડવા ઉપર લક્ષ આપતો નથી, તેમજ યમરાજ અર્થાત્ રૂદ્ર—પરમેશ્વર પણ સર્વ વ્યાપક, સર્વાન્તરયામી, સર્વદૃષ્ટા હોવાથી ઉપર કહેલા પાપીઓને પાપકર્મના ફળરૂપ દુઃખ ભોગવતાં જોઇ તે ઉપર કાલ વિશેષને લીધે ધ્યાન આપતા નથી. જેમ કોઈ માબાપ છોકરાને વાંક માટે મારે છે, ને મનમાં ચાહે છે કે તે ફરીથી એવો વાંક ન કરે; તેમજ ઇશ્વરવિષે જાણવું. અને તેથીજ ઈશ્વર ન્યાયી ગણાય છે પણ પક્ષપાતી કે નિર્દય ગણાતો નથી.

**૧૦૦ પ્રશ્ન**—ઇશ્વરના ગુણબોધક નામ બીજા કોઈ છે? **ઉત્તર**—હા, અગ્નિ, આદિત્ય, વાયુ, ચંદ્રમા, શુક્ર, આપઃ, પ્રજાપતિ વિગેરે અસંખ્ય છે. એ નામ, વિષયના સંબંધ પ્રમાણે બીજા પદાર્થના પણ થઇ શકે છે. પણ પ્રાર્થનાદિ વિષયમાં કેવળ એક ઇશ્વરનેજ લાગુ પડે છે. કારણ જડ ચીજો સાંભળી કે બોલી શકતી નથી તેથી તેની પ્રાર્થનાદિ વ્યર્થ છે. અને જીવ વિનાની મૂર્તિ તે પ્રેત કહેવાય છે.

સંપૂર્ણ

તૈયાર છે.

## ગ્રંથ ૨ જો.

# સ્વર્ગમાં સબ્જેક્ટ કમિટી.

વ્યાસાદિ મહર્ષિઓ ઉપર જે ખોટા આરોપ મુકવામાં આવે છે, તેનું નિવારણ કરવા માટે દેવતાઓની એક નાની સભા સ્વર્ગમાં ભરાઇ હતી. તે સભાનું સંપૂર્ણ વૃત્તાંત આ ગ્રંથમાં આપ્યું છે. આ વૃત્તાંત એક સ્વર્ગવાસી મિત્રે સ્વર્ગમાંથી મોકલ્યું છે. એ વાત કોઇને અસંભવિત લાગે એવી છે. પરંતુ તેનો ખુલાસો આ ગ્રંથમાંજ કર્યો છે. તે વાંચીને વાંચનારની ખાતરી થશે. ગ્રંથ અપૂર્વ છે. એકવાર વાંચી જવાની દરેકને ભલામણ કરીએ છીએ.

**કીમત ૩ આના. ટપાલ ખરચ ૦ાા આનો,**

છપાય છે.

## ગ્રંથ ૩ જો.

# સ્વર્ગમાં મહા સભા.

સ્વર્ગમાં સબ્જેક્ટ કમિટીનું કામ પુરૂં થયા પછી દેવતાઓની એક મોટી સભા, બ્રહ્માદિ મહર્ષિઓ તથા શ્રી કૃષ્ણાદિ મહાત્માઓ ઉપર જે ખોટા દોષ મૂકવામાં આવે છે, તેના નિવારણાર્થે મળી હતી. તે સભાનું સંપૂર્ણ વૃત્તાંત આ ગ્રંથમાં આપ્યું છે, આ વૃત્તાંત પણ તેજ સ્વર્ગવાસી મિત્રે મોકલ્યો છે. પુસ્તક વાંચવા લાયક છે. આ ગ્રંથ પણ એક વાર વાંચી જવાની દરેકને ભલામણ કરીએ છીએ.

**કીમત ૩ આના. ટપાલ ખરચ ૦ાા આનો.**

## અધ્યાય ૪ થો.

# વિદ્યુન્માનસ શાસ્ત્ર.

આ શાસ્ત્રનો મૂળ ઉત્પન્નકર્તા ડાકટર ડાડ્સ નામનો એક મહાન વિખ્યાત વિદ્યુત્પંડીત અમેરીકામાં થઈ ગયો છે. હાલમાં પ્રસિધ્ધ થએલા એડીસનની પેઠે એણે પણ વિદ્યુત્ એટલે વિજળી સંબંધી ઘણા આશ્ચર્યકારક શોધ કર્યા છે. વિદ્યુન્માનસ શાસ્ત્રનો શોધ પણ તેવોજ આશ્ચર્યકારક છે. ડાકટર ડાડ્સે આ શાસ્ત્રનો પૂરો શોધ કરી જ્યારે તેના પ્રયોગ અમેરીકાના જુદા જુદા શહેરોમાં કર્યા, ત્યારે તેથી લોકો એટલા તો છક થઈ ગયા કે તેને જાદુગાર જાણી તેનો છળ કરવા લાગ્યા. પરંતુ ડાકટર ડાડ્સે જ્યારે જાહેર કર્યું કે મનુષ્યના મન સાથે વિજળીનો એક અપૂર્વ સંબંધ પરમાત્માએ જોડી દીધો છે. અને તે સંબંધ વિજળી વિષેના મારા ઘણા વર્ષના અનુભવને લીધે મને જણાઈ આવ્યો છે, અને તેથી મનુષ્યની વિજળીના એક પ્રકારના આકર્ષણને લીધે હું આવા પ્રયોગ કરૂંછું, ત્યારેજ લોકોએ તેનો કેડો મૂકયો. તે પછી તેના કેટલાક શિષ્ય પણ થયા.

આ શાસ્ત્ર મેસ્મેરીઝમ્ કરતાં બહુજ ચઢતી પંકિતનું છે. ને એ શાસ્ત્ર જાણનાર એવા તો અદ્ભૂત પ્રયોગ કરી શકે છે કે તેની મદદથી તે પાણીનું મધ, ચાહા, દૂધ વિગેરે દેખાડી આપે છે, ગાજવીજ, વરસાદ, વિગેરે પણ દેખાડી શકે છે, મતલબ કે આ શાસ્ત્ર પતંજલીના યોગ શાસ્ત્રનુંજ એક અંગ છે એમ કહીશું તો ચાલશે.

યુનાઈટેડ્ સ્ટેટ્સની મહાન સેનેટ સભાએ ડાકટર ડાડ્સની આ શાસ્ત્રનો લોકોને ઉપદેશ કરવાની વિનંતિ કરી એ માન્ય કરી ડાકટર ડાડ્સે એક ગંજાવર સભામાં બાર વ્યાખ્યાનો આપ્યાં ને તેમાં આ શાસ્ત્રનું સવિસ્તર વર્ણન કર્યું છે. તે પુસ્તક રૂપે છપયાં છે. તેનો તરજુમો મરાઠીમાં પ્રગટ થતા "કેરલ કોકીલ નામના માસિકમાં આપેલો છે. તે તરજુમો તથા મૂળ પુસ્તક એ બેઉના આધારે સદરહુ ગુજરાતી તરજુમો કર્યો છે. તેમાંનાં અગિઆર વ્યાખ્યાન વિચારદર્પણમાં પ્રસિધ્ધ થયાં છે. અગિઆરમાં વ્યાખ્યાનમાં આ શાસ્ત્રના પ્રયોગ કેમ કરવા તે સમજાવેલું છે. ટુંકમાં એજ કે આ ગ્રંથ અત્યંત ઉપયોગી તથા સંગ્રહ કરવા યોગ્ય છે.

**કીમત રૂપીઆ બે. પરંતુ અગાઉથી પૈસા ભરનાર પાસેથી ફકત રૂપીઓ એક લેવામાં આવશે. અગાઉ ગ્રાહક થએલાનાં નામ પુસ્તકની અંતે આશ્રયદાતાઓના લિસ્ટમાં પ્રસિધ્ધ થશે.**

એન. એમ. અને કંપની,

કાલબાદેવીરોડ,—**મુંબઈ.**

# વેદધર્મ પ્રચારક સભા.



આ **સભાનો ઉદ્દેશ** સત્યનું શોધન કરવું, અને આર્ય-ધર્મની ઉન્નતિ કરી વેદધર્મનો પ્રચાર કરવાનો છે. સભા દર **શનિવારે** સાંજે છથી આઠ વાગ્યા સુધી ભરાય છે—જ્યાં ધર્મ વિષયની ચર્ચા કરવામાં આવે છે તથા ધર્મસંબંધી જે બાબતમાં જેને શંકા હોય તેનું યથાશકિત સમાધાન કરવામાં આવે છે. સભા દર **રવિવારે** સવારે ૮ થી ૧૦ વાગ્યા સુધી ભરાય છે—જ્યાં સાંસારિક, નૈતિક, ધાર્મિક અને વૈદિક ઇત્યાદિ કોઇ પણ નવીન તત્વના વિષયો ઉપર વ્યાખ્યાન થાય છે.

સભામાં આવવાની સર્વેને છુટ છે સભા સંબંધી સર્વ પ્રકારનો પત્રવ્યવહાર વિગેરે નીચે સહી કરનાર સાથે કરવો.

**સભા મળવાનું સ્થળ**:—શેઠ ગોકળદાસ તેજપાળની બોર્ડીંગ સ્કુલ, અગીઆરી લેન.
**(મુંબઈ.)**

પ્રેસિડેન્ટ.

**વેદધર્મ પ્રચારક સભા.**